સાધુના સમાગમથી

# નીચની મુક્તી.



| | | |
|---|---|---|
| સને | | સંવત |
| ૧૯૨૧ | | ૧૯૭૭ |
| આવૃતી | | પહેલી |
| પ્રત | | ૧૦૦૦ |
| કીમત | | ૦-૧-૦ |



રચી પ્રસીદ્ધ કરનાર

શા. અમીચંદ મોતીચંદ ઝવેરી.

# સાધુના સમાગમથી નીચની મુક્તી.





રચી પ્રસિદ્ધ કરનાર

શા૦ અમીચંદ મોતીચંદ ઝવેરી.

કીં૦ ૦-૧-૦



શાઠ ચુનીલાલ અમીચંદના ધી સુરત "જૈન" એન્ડ્ર્ન
પ્રીંટીંગ પ્રેસમાં અમૃતલાલ જમીયતરામ મહેતાએ છાપી.
ઠેકાણુ ખપાટીયા ચકલા—સુરત.

પ્રસિદ્ધ કરનાર.
શાઠ અમીચંદ મોતીચંદ ઝવેરી.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—આમલીરાન સુરત.



## દોહરો.

સુધરો સુધરી સુધારજો, સાંભળો શાધુ આખ્યાન.
વેમીના વહેમ ભાંગશે, વાંચે થાશે જ્ઞાન.
પહેલા વાંચી પ્રસ્તાવના, કરજો પુન્યનું કામ.
મરતા જીવ બચાવજો, મળશે મોક્ષ ધામ.
અસલ વૈશ્ય શરવે જણા, ગુણ કર્મે કહેવાએ નીચ.
વ્યસનમાં વટલી ગયા, ન ખપતી વાપરે ચીજ.
હિંસા કરે અતી ઘણી, ગોત્રજને આપે ભોગ.
વહેમીના વહેમ ભાંગવા, નિચને સાધુનો સંજોગ.
સાધુ આખ્યાન સાંભળી, નીચને થાશે જ્ઞાન.
અસલ રૂઢી છોડી દઇ, થશે ઉંચ સમાન.
શાધુ આખ્યાન વાંચશે, ને લેશે તેનો સાર.
અભક્ષ ભોજન બંધ કરો, અમીચંદ કે ઉતરો પાર.



# પ્રસ્તાવના.

**જુની રૂઢીને માની ગોત્રજ પુજામાં હીંસા કરવાની જરૂર છેજ નહીં ! એક ભાઇને આપેલી સમજુત પછી ગોત્રજ પુંજામાં જીવહીંસા નહીં કરી છતાં એ સર્વ પ્રકારનાં મુખ ભોગવતો રહયો !**



માંસાહાર કરનારા ભાઈઓને સમજુત આપી માંસાહાર તજાવવા એક દુઃખહરણ નામની ચોપડી બહાર પાડી છે, જેને વાંચી કેટલાક ભાઈઓ સમજ્યા અને તે લોકો અભક્ષ ભોજન બંધ કરી પોતાના હિંદુ ધર્મ પ્રમાણે ખોરાક ખાતા થયા. ને બીજા લોકોને સમજાવી સુધરવા સારો રસ્તો બતાવ્યો અભક્ષ ભોજન બંધ થાય તે પુણ્ય નો લાભ લેવા તેઓ સારી મહેનત કરે છે, હાલમાં આ દુઃખહરણની ચોપડી વાંચ્યા પછી ઈન્દરપરાના રહે-

વાસી એક ખત્રીને ત્યાં તેના છોકરાની ગોત્રજ પુંજીને એક જીવનો ભોગ લઈ ગોત્રજને ચઢાવવો એવો ધારો હતો. તે માણસોએ મને પુછાવ્યું કે "તમે અભક્ષ ભોજનને લેવાની ના કહો છો તો મારે ત્યાં ગોત્રજમાં ચઢાવવાનો ચાલ છે તે મારે કેમ કરવું?" ત્યારે મેં કહ્યું કે "એ ચાલ ખોટો છે. માતા કોઈ પણ જીવનો ભોગ લેતા નથી. વાસ્તે તમારો વહેમ કાઢી નાખો તમારા છોકરાનું માતા રક્ષણ કરશે." તેમ કહેવાથી તેણે ખુશી થઈને કોઈ જીવ માર્યા વગર ગોત્રજ માની પુંજા કરી પગે લાગ્યા, તેને આજે ઘણા દિવસ થયા ને તે આવી મને કહી ગયા કે અમે બધાં ખુશીમાં છીએ ને અમે આજ સુધી ખોટો વ્હેમ ખાઈ અસલની રૂઢી મુજબ કરતા હતા ને ખોટી હત્યા લીધી વાસ્તે હું સર્વ ભાઈઓને વિનંતિ પુવક કહું છું કે કોઈએ પણ આવો ખોટો ચાલ કોઈ જીવને મારવો મરાવવો તો ત આપણે નરકના અધીકારી થઇશું પેલે જન્મ પાછા તે જીવ આપણને દુઃખ દેશે માતાને આવું અભક્ષ ચઢાવે તેથી માતા અપવીત્ર થાય છે, તેથી કોઈએ આવું કામ કરવું નહિં.

વળી બીજો આવોજ પ્રસંગ અમદાવાદી ઘાંચીની ન્યાતમાં કોઈ કોઈ જગ્યાએ વર પરણવા જાય અગર અઘરણીનો ખોળો ભરે તે વખતે એક એક બકરાનો ભોગ માતાને નામે આપવાને રિવાજ હતો તે પણ સારા માણસના ઉપદેશથી તથા આગલા છંદ સાંભળી પોતાનો એ રિવાજ બંધ કરી પુણ્યનો લાભ લીધો છે.

કોઇક તરફથી કદાચ આ પુસ્તક વાચતાં અથવા તો વીના વાંચ્યા પણ એવો સવાલ કરાય કે શું આપણા રૂષી મુનીઓ જીવ હીંસા નોતા કરતા ?! આ સવાલ વાંચકને બરાબર સમજાવી આ ચોપડીની ઉપયોગીતા બરોબર પ્રમાણમાં દરેક ભાઇઓના અંતરમાં સીદ્ધ થાય અને પ્રાણીઓ ની હીંસા કરવી છોડી દેવામાં આવે એટલા. માટે જણાવીશ કે આપણા રૂષીમુનીઓ આગળના વખતમાં કોઇ કારણસર અપવાદરૂપ જીવહીંસા કરતા હતા. પરંતુ તે મારી નાંખવામાં આવેલા જીવોને પાછા સજીવન કરવાની શક્તી ધરાવતા અને તે શક્તીથી સજીવન કરતા. શીકારીઓ

વાથનો શીકાર કરતા, તેમ ક્ષત્રીઓ યુધ્ધે ચઢતા તે તામસી વિદ્યાની જરૂરે કરતા એ મુજબ આપણાથી ન થાય. આપણે તો આપણા શાસ્ત્ર મુજબજ ચાલવું જોઇએ એ આપણો ધરમ છે. તેમ કોઇ પણ શાસ્ત્રમાં અહીંસા કરવી કહી નથી તો આપણે આપણા ગુરૂને વચને ચાલવું એ આપણો ધર્મ છે. અને તેથી ધર્મ પ્રતી શ્રદ્ધા રાખી જેઓ જીવહીંસા કરવાનું છોડી દેશે તે જરૂર સુખી થશે.

આ ઉપરથી કોઈ કોઈ લોકો સુધરી બીજા લોકોને અભક્ષ ભોજન બંધ કરવા સમજાવે છે ત્યારે તે ધણી કે છે કે તમો આ જે મોટા ધર્માતિ થઈ ગયા છો એતો અસલ ચાલતું આવ્યું છે, અમે તો તે પ્રમાણે કરવાના તે ઉપરથી મને ખબર પડી કે આ લોકો હલકી વર્ણના એમ જાણે છે કે એ તો અમારે અસલથીજ ચાલતું આવ્યું છે. તે ઉપરથી વીચાર કરતાં સમજણ પડે છે કે આ લોકો શાસ્ત્રથી અજાણ છે. તેને સમજાવવા આ નીચે લખેલા દોહરા અને ચોપાઇમાં લખીને અસલની આપણી વૈશ્ય જાતિ છે તેનું ઓળખાણ કરાવવા નીચે લખી જણાવું છું.





## અસલથી કહેવાતી વૈશ્ય જાતીમાં ઉંચ નીચ કેમ બન્યા?!



બધાજ વૈશ્યો પણ ગુણ કર્મે ઉંચ નીચ કહેવાયા છે. અસલથી આપણે સર્વે વૈશ્ય જાતી કહેવાઇએ છીએ, તેમાં ઉંચ નીચ કેમ બન્યા તે સમજવા આ દોહરા ચોપાઇમાં લખેલું વાંચી સમજવા પ્રસીદ્ધ કર્યું છે.

## સાધુના સમાગમથી નીચની મુક્તી.



,દોહરો'

સુરત શહેર રળિઆમણું, સુંદર તાપી તીર;
ઉંચ નીચ સર્વે જણા, ન્હાએ નીર્મળ નીર.

બ્રાહ્મણ બેઠા જપ કરે, ધરે સાધુજી ધ્યાન;
સંદેહ ભાંગે મન તણો, જ્ઞાની કથે છે જ્ઞાન,
સ્નાન કરવા કારણે, પ્રેમે ભકતો જાય;
માર્ગે જાતાં ભેળા થયા, બે ઉંચ નીચ કહેવાય.
સાધુ મહાત્મા જોઈ કરી, ઉભા કરી પ્રણામ,
દુર બેસાડયો નીચને, ને ઉંચને આપ્યા માન.
નીચ ત્યાં આથો રહ્યો, જોડી ઉભો હાથ,
અપરાધ મ્હારો ક્ષમા કરો, આવ્યા પ્રેમે સાથ.
મનુષ્ય જાતિ બંને હમે, અંતર નહિ લગાર;
ફેર શું દીઠો તમે; પુછું વારંવાર.

'ચોપાઇ'

સાધુ કહે સાંભળરે ભાઈ; સંશય નહિ રાખો મન માંહી.
એક દેશના સર્વે કોય, માલીક બેઠા સર્વે જોય,
પાપ પૂણ્યના માર્ગજ બે, સાંભળો હું બતલાવું તે.
જગતમાં જન્મ્યા જાહરે, માર્ગ બે દીઠા તારે.
પૂણ્યનો માર્ગજ ઝાલે જે, પૂણ્યશાળી જીવ કહીએ તે,
પાપ માર્ગે જાયે જેહ, પાપી પુરો કહીએ તેહ.
પાપી પાપમાં ડુબી મરે, કોઇની વાત નહિ કાને ધરે.

નીચની સંગતી કરવી નહી, સંગ કરે પાપ લાગે સઈ,
અભક્ષ ભોજન કરનાર તમે, ત્હારી સંગતી નહી કરીએ હમે.
જેટલા જીવના ખાસો માંસ, પરભવ દુઃખ દેશે રહી પાસ,
નીંચ એટલે નીચે પડે, ઉંચ એટલે ઉંચે ચઢે.
નીચ નરકમાં નીચે જાય, ઉપર ચઢે તે ઉંચ કહેવાય,
બે કર જોડી પૂછે વાત, મ્હારા મનની ભાંગો બ્રાંત.
હિંદુ ધર્મને પાળીએ હમો, નીચ ઉંચ કેમ કહો છો તમો
સાધુ કહે ભાઈ સાચી વાત, નીચ કહેવાય તે વટલી જાત
હલકી વર્ણનો માનવી જેહ, બે કર જોડી પૂછે તેહ.
ઘરડા હમારા કહે છે એમ, અસલનો ચાલ મૂકીએ કેમ
ગોત્રજમાં કુળ દેવી જેહ, નો ભોગ માગીને લે.
સાધુ કહે વહેમી છો તમો, સાંભળ વાત જે કહીએ હમો;
શાસ્ત્રથી જે હોય અજાણ, વીવેક નહી તેનામાં જાણ.
સહેજ શાસ્ત્રનો કહું છું સાર, જોતાં તો નહી જડશે પાર,
સર્વ જીવના માલેક એક, બ્રહ્માએ કર્યો વીવેક.
ચાર વરણની સાંભળ વાત, બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યની જાત
ચોથી વરણ શુદ્રની જેહ, હલકી વરણ કહેવાયે તે.
વૈશ્ય જાતીમાં સર્વે તમો, સાંભળ વાત જે કહીએ હમો.

'દોહરો'

જુઓ જગતની રચના, કુદરતનો છે ખેલ;
ભ્રાંતીમાં સૌ ભુલીયા, હવે થશે સેળભેળ.
કાશ્યપ કુળના સર્વે જણ દેવ દાનવ કહેવાય;
દાનવ કહીએ દૈત્યને, જે રૂધિર, માંસને ખાય
હિંદુજાતિ માણસો, અન્નફળનો આધાર.
વૈશ્ય સર્વે આપણે, અંતર નહી લગાર.
નીચ ઉંચ હતા નહી. ને વૈશ્ય જાતના સૌ;
વેપારે નામ પડીઆ, સમજાવી હું કહું.
ઘાણી પીલે ઘાંચી થયા, ને વણકર,ખત્રી નામ;
જે વેપાર જેણે કર્યો, તેના તેવા નામ.

'ચોપાઇ'

નીચ થવા કારણ કહું, સમજી સર્વે જાજો સઉ.
તેલી તંબોળી ઘાંચી લુહાર, કંસારા દરજી ગોલાસાર,
તેમાં કારીગર લોક અભણ, દુઃખી થાય પૈસે નીરધન,
આચાર વીચારમાં સમજે નહી, ભુખ્યો પેટ મરે જહીં તહીં
શુદ્ર જાતીની સંગતી થાય, એ અજ્ઞાની પરમાંસ ખાય.

તે દૈત્યની સેવા કરે, માંસહારી તે સાથે ફરે.
દેખા દેખીએ લાગ્યો પાસ, ગમી દારૂ તાડીની વાસ;
વૈશ્ય હતા તે શુદ્રજ થયા, વટલેલા જેમ ન્યાત બહાર રહ્યા
જાતે જાતની ન્યાતો થઇ અભક્ષ ભોજન વાપરે સહી,
વ્યસન પાણીમાં થયા ગુલતાન, આચાર વિચારનું ભુલ્યા ભાન
પાપ પુણ્યમાં સમજે નહિ, જીવ હિંસાથી ડરતા નહિ.
બીજા વૈશ્યના હતા શુદ્ર, બ્રાહ્મણ વાણીઆની ઉંચી બુદ્ધ
વટલેલા વૈશ્ય જે પરમાંસ ખાય; નીચ કરી પાસે નહી જાય.
જેમ ન્યાતના માણસ હોય; વટલ્યાને નહી સંગરે કોય.
ન્યાત બારીઆ ગમે ત્યાં જાય, લાગી ભુખે ગમે તે ખાય,
ન્યાત બહારીઆને ફીકર નહી, લાગી ભુખે ખાય જઇ તહીં
વૈશ્ય ધર્મથી ભ્રષ્ટ થયા, નીચ નામ પડાવી રહ્યા,
સાધુ કહે સાંભળરે ભાઈ, અસલ તમે કંઇ ખાતા નહી.
અભક્ષ ભોજન સક્ષસ કરે, જીવ હિંસા કરતા નહિ ડરે
માની બોધ જે ચાલે સત્ય, તેને મુકિત મળશે ઝટ.
હવે સમજી સુધરશે જેહ, ઉંચ વર્ણ કહેવાશે તેહ.
ભણી ગણી થયા હોંશિયાર, વેપારી થઈ કરો વેપાર,

સુધરી વૈશ્ય થાઓ ઉંચ વર્ણ, સાચી વાત સંભળાવુ કર્ણ
વહેમીને સમજાવો જઇ, માતા ભોગ માગે નહિ.
મત મૂકી સુધરશો તમો, પ્રેમે પાસ બેસાડશું હમો.
શુદ્ધ દીલે બોધ લાગે ઝટ, તે માણસ સુધરશે તરત,

'દોહરો'

સાંભળી નીચ વિસ્મય થયો, સાધુને લાગે પાય;
પશ્નજ પૂછે પ્રેમથી, જીવ દયા શું કહેવાય.
સાધુ કહે અજ્ઞાનતું સાંભળ રાખી કાન;
નિર્મળ મન તારૂં થશે, થશે આત્માનું કલ્યાણ,
માલેક સૌના એક છે, કોઇનું દુખાય મંન.
માલીક જાણે સર્વ તે, જેમ પોતાનું હોય તન.
શરીર તહારૂં એક છે, તેમાં કેટલાક ભાગ,
હાથ પગને આંખ છે, ઉંઘમાંથી તું જાગ.
ગમે ત્યાં વાગે તને, આત્માને દુઃખ થાય,
તે પ્રમાણે જાણીને, મનમાં કરજે ન્યાય.
જે જે જીવને મારશે, ને તેના વેરી તે;
બીજે ભવ તે જનમી, વેર પોતાનું લે.

ભવો ભવ દુઃખ વેઠવું, શું કરવાને કાજ.
અભક્ષ ભોજન બંધ કરી, લો શીવપુરીનું રાજ.
નીચ કહે સાધુ સુણો, ભાંગો મનની ભ્રાંત;
એવા વેર કોને બાંધ્યાં તે સંભળાવોને વાત.

સાધુ સંશય ભાંગવા, આણી મન ઉલ્લાસ;
વાત સંભળાવવા પ્રેમથી, નીચ બેસાડયો પાસ.
જેપુર નામે નગર છે, રાજા સેત્રુંજ નામ.
સુરચંદ્ર બે છોકરા. સુંદર શોભે ધામ.

સુર પુત્ર બોલાવ્યો, રાજા થઈ પ્રસન.
મુવા પછી તું બેસજે, લેજે રાજ્યાશન.
ચંદ્ર સુણી ગુસ્સે થયો, છોડી પોતાનું ગામ;
માર્ગ જાતાં સાધુ મળ્યા, ઉભો કરી પ્રણામ.
આશીશ દઈ મુની કહે, બાધા લો કંઇ આજ;
જીવહીંસા નહી કરતો, જા સફળ થાશે કાજ.
કબુલ કરી બાધા લીધી, માન્યું મુની વચન;
રત્નપુરના રાયજી, તે સાથે મળ્યું મન.

ગુણુવંત જોઇ ચંદ્રને, બનાવ્યા પ્રધાન;
દયા દાનના પુન્યથી, સઘળે મળે છે માન.
સુરની બુદ્ધી ભ્રષ્ટ થઇ, રાજ્યાશનને કાજ;
પીતા માર્યો લોભથી, ભોગવાને રાજ.
પીતા મરી ચીત્રો થયો, મનમાં રાખે વેર;
પ્રધાન ત્યાં ગુસ્સે થયો, આવ્યું મનમાં ઝેર.
ગાદી ભ્રષ્ટ સુરને કરી, લાવી મનમાં દાઝ;
ચંદ્ર ત્યાં બોલાવ્યો, સોંપ્યું બાપનું રાજ.
સુરતો વનમાં ફરતો, ચીત્રાને છે વેર;
સુરને પકડી મારીઓ. વસી રહ્યું છે ઝેર.
સુર મરીને બીલ્લ થયો, પરભવનું લેવા વેર;
બાણે ચીત્રો મારીઓ, પુર્વ જન્મનું ઝેર.
અરસ પરસ મારે મરે, જન્મા સાથે બે;
કુક્કર થઇને અવતર્યા, વેર પોતાનું લે.
સામાસામી ઘુરકે ઘણું, ક્રોધે નેત્ર લાલ;
પરભવના વેરી હતા, એક એકના છે કાળ.
જુઓ કરમની આ ગની, કર્યા પાપના ફળ;

એક ભીલ ત્યાં આવ્યો, મુકે બાણ કરી બળ.
બંને દુક્કર પડીઆ, બાણે લીધા પ્રાણ;
બાંધ્યાં વેર છુટે નહી, શત કરી લો જાણ.
મરી બંને મૃગ થયા, ત્યાં પણ લડતા બહુ;
સુખે જરા બેસે નહી, દુઃખની વાત શું કહું.
પારધીએ ત્યાં મારીઆ, હાથી બન્યા બે;
ત્યાં પણ બે ભેળા થયા, વેર પોતાનું લે.
માંસ હારી સહુ સાંભળો, ને કોઇને ન દેશો દુઃખ;
વેર બાંધીને વેઠવું, સાચું કહું છું મુખ.
કોઇ માણસે પકડી, લાવ્યા રાજ્ય દ્વાર;
ચંદ્ર રાજાને સોંપ્યા, ત્યાં પણ લડતાં અપાર.
હાથીખાનામાં રાખીઆ, તો પણ લડતાં બહુ;
એક એકનું ખુન જોઈ વીસ્મય થાય છે સહુ.
સુદરશન નામે કેવલી, પધાર્યા ભગવાન;
ચંદ્રરાજાએ વંદના કરી, હાથી પર નાખ્યું ધ્યાન.
આ બંને લડે ઘણું, કારણ તેનું કહો;

પરભવ વાત સરવે કરી, સાંભળી અચરત હોઇ.
એકતો તારો ભાઈ છે, બીજો તારો બાપ;
દીકરે બાપને માર્યો, તે વેરનું આ સંતાપ.
રાજા આવું સાંભળી, મનમાં કરી વીચાર;
એક જીવને મારતાં પડે દુઃખ અપાર.
રાજ છોડી સાધુ થયા, પામ્યા કેવળજ્ઞાન;
દયા દાનના પુન્યથી, મળ્યું મોક્ષનું ધામ.
ધન છે આવા પ્રાણીને, માન્યું ગુરૂ વચન;
સતગુરૂના પ્રતાપથી, ખુલ્યુ પુર્વનુ પુન્ય.
સમજો સમજી સમજાવજો, સઉને આપજો બોધ;
સમજુ તો સમજી જશે, પાપીને આવશે ક્રોધ.
દયા દાનના પુણ્યથી, ભોગવો સુખ સંસાર.
વનરાજ સરદાર હતો, ગયો વન મોજાર;
હરણી દીઠી ફરતી, બચ્ચું સુંદર સાર.
બચ્ચું ઘણું રળિઆમણું, જોઈ મોહ્યો અપાર;
પકડવા ઈચ્છા કરી, ઘોડો મૂક્યો ઝટ,
ઝડપ કરીને પકડયું, બચ્ચુ લીધું તરત.

બચ્ચું લઇને ચાલ્યો, હરણી થઈ ઉદાસ,
મ્હોડું જોઈ દયામણું; વનરાજ આવ્યો પાસ;
બચ્ચા વિનાની માવડી, જોઇ દેખી નીરાશ,
વનરાજ સમજી ગયો, ને મુંકયું બચ્ચું પાસ;
આશીશ દેતી હરણી, ને મનમાં ઘણું હરખાય,
વનરાજ તો ઘેર ગયો. તે રાતે સ્વપ્નું થાય;
દેવતા રાતે આવીયા, મુખે કરે સવાલ,
જા રાજા તું બનશે, તે છોડયું હરણી બાળ;
પછી તે રાજા થયો પુરી ઇશ્વરે આશ,
સાચું જો માનો નહીં, તો વાંચી જુઓ ઇતિહાસ,

ચોપાઈ

સાધુ કહે સાંભળરે વાત, તારા મનની ભાંગે ભ્રાંત;
દયા દાનના પુન પસાય, વનરાજ થઈ બેઠો રાય.
નીચ વર્ણ તો પુછે એમ, બુદ્ધી ભ્રષ્ટ છે ઘરડા કેમ;
ગોલા ઘાંચી ખત્રી લુહાર, કંસારા દરજી લેજો સાર.
અસલ અભણ અજ્ઞાની બહુ, કામ કરે કારીગર સહુ;
અસલ વહેમ દુનીઆમાં બહુ, ઉતાર મુકે જઇ ચકલે સહુ.

ઘેરેઘેર ભુત આવી ધુણે, વહેમી વહેમ ખાઇ નાસે ખુણે;
ભુવા જતીને લાવે ઝટ, વહેમીને વહેમ ઘાલે તરત.
જ્યારે ડાકટર થયા અહીં હીસ્ટ્રીઆ રોગ સમજાવે કહી;
ઉંચ વર્ણનાં ગયા વહેમ રહયાં નીચમાં તેમનાં તેમ;
કોઈ કારણુસર વહેમે કરી, ગોતરજ આગળ ઉભા ઠરી;
હાર્થ જોડી કહે કરજો કામ, બકરો ચડાવીશ તારે ધામ;
વહેમીને વહેમ પેસી ગયા, હજી ચાલ તેનાં તે રહયાં
નારણુ બળી સારવાને જાય, મોરા સુંવાળી કુવે ન્હાય;
મંછા ડાકણુ શંકા ભુત, હીંમત રાખીને થાવો મજબુત;
વહેમનો ઉપાય એકે ન થાય, અજ્ઞાની જીવ કરે હત્યાય;
ભોગ લેવામાં રાજી હોય, ના કહેનારને તરત જોય;
વિચાર કરીને જોજો તમે સાચી વાત કહીએ અમે;

દોહરો.

હીંમત રાખી છોડજો, સરવેં ભાઇઓ બેન;
જીવતા જીવને મારીને, કેમ પડે છે ચહેન;
ધાકે સો ધુજી જઇ કહે, કોપે ગોતરજ માય;
મરદ તો સમજે હજુ, બૈરા વહેમે કુટાય.

અરે બેનો એ વહેમ છે વીચારો આપો આપ;
ગોતરજ આગળ મારીએ; તો અસંખ્ય લાગે પાપ.
અંબાજીમાં થાય છે, દાંતાનો રાજા તેહ;
સમો આવે સુધરશે, મુરખ ઓથું લે.
છોકરા રોજ તોફાન કરે, માબાપ બેઠા જોય;
બીજવાઇ મારે કોઈ વેળા, બેઠા બેઠા રોય.
માતા શીક્ષા સૌને કરે, જાણે ન તેને કોઈ;
વગર વાંકે મારે બકરો, માતા કેમ રહે જોઈ.
પારકા જીવને મારીને, પોતાને લેવુ સુખ;
માતા એવુ કહેતા નથી, બીજવાઇને આપે દુખ.
ઉંચમા એમ કરતા નથી, જુઓ સુખી છે કેમ;
તે માતે સરવે તમો, સમજી છોડો વહેમ.
દયા લાવજો મનમાં, જાણો પોતાનો બાળ;
એક એકનું જોઇને, મુકજો ખોટો ચાલ.
ભકતે માતા સેવ્યા. બાંધી એકદમ પ્રીત;
કોઇક વખત પુછીયું હશે, તો મા કહે ખોટી રીત.
સરવે જીવમાં હુ રહું આત્મ શકિત એક;

જે કોઇ જીવને મારશો મને વાગશે છેક,
તે માટે સહુને કહુ. બીશો ન લગાર,
મરતાં જીવ બચાવજો; ખુશીથઇશ અપાર,
ગોતરજ આગળ માર્યા થકી માજીને આવે ક્રોધ,
ખપ્પર ભરે તે ઘડી; વળી વળી લે શોધ,
સમજણ પડે નહીં તમને કોપે ગોતરજ માય;
મરકી ચાલે જે ઘડી; પહેલી નીચમાં જાય.
ગોલવાડમાં પહેલી ફરે; વરતાવે છે ત્રાસ;
પહેલાં પલેક નીસર્યો; ઘાંચી ઘેર આમ ખાસ.
ત્તોંથી ચોકમાં ચાલ્યો; વ્યાપ્યો ઠામો ઠામ;
ઐં ઐં કરી પોંકારતાં, નાઠા ગામો ગામ.
ગોતરજમા ખીજવાઇ ગયા, આપે શીક્ષા બહુ;
અજ્ઞાની સમજે નહિં; સમજાવીને કહુ.
ઢોંગી ઢોંગ કરે ઘણા; માતાં લાવે અંગ;
ધુણે ધુજે અતિ ઘણું; પેટ ભરવાનો બંગ.

માતા કોઇને આવે નહિં; આવેતો ગુમ થાય;
તે માણુસ જીવે નહિં; તરત મરી જાય.
સમજુ તો સમજી જશે; વહેમી તો ખાશે વહેમ;
દીવો લઇ કુવે પડે; તેને બચાવે કેમ.
સમજુ સૌ સમજી જજો, કરશો નહિં અન્યાય;
પુંજા કરજો પ્રેમથી; ગોતરજમા કરશે સહાય.
હીંમત રાખી મનમાં; પુન્યનું કરજો કામ;
પહેલા પગરણે જે કરે; તેના રહે છે નામ.
જગતમાં કીર્તિ થશે; ધન તેના માબાપ;
પુનની પાળો બાંધશે; ધોશે જન્મના પાપ.
સંસારમાં સુખ ભોગવે; ધન્ય પુત્ર પરિવાર;
દયા દાનના પુન્યથી ઉતરે ભવ જળ પાર.
સંવત ઓગણીસે સીત્તોતરે; સુંદર આષાડ માસ;
કૃષ્ણ પક્ષની પંચમી; રવીવારે આનંદ ઉલ્લાસ.
સાધુ સમાગમ પુર્ણ થયું; નીચને આવ્યું જ્ઞાન;

આશીષ દઇ બોલાવ્યો; પ્રેમથી આપ્યાં માન.
અઘોર પાપી જે હશે; કરશે નિર્મળ મન;
ભાવે ભજશે ભગવતી સેજે થાય પરસંન.
પુન્યશાળી જે જીવ હશે; માની લેશે બોધ;
અમીચંદ ભક્ત માજીનાં; કહે છે શાસ્ત્ર શોધ.



# અજ્ઞાનીને બોધ

(રાગ ઉદાસી)

અરજ સુણો ભાઈ બેનડીરે, કરે પશુડા પોકાર.
મુંગા પ્રાણીનો આહાર ન કરો; દયા લાવીરે લગાર;
અરજ સુણો ચોક ૧.

જંગળ વાસી અમે બકરારે, માછલાં જળનાં રહેનાર,
એનારે કુટુંબથી છુટા પાડે મુંઝાઈ મરે અપાર;
અરજ સુણો ચોક ૨

મુંગા પ્રાણી મરે ટળવળીરે; મનમાં કરે હાયહાય;
મરતાં નીસાસા મુકે ઘણા; ખાનાર નરકમાં જાય;
અરજ સુણો ચોક ૩.

કોઈ કહે મરે એનાં છોકરારે; કોઈ કહે મરે એના માબાપ
નીસાસા લેવા શું કારણે, લઈને બાંધવું પાપ
અરજ સુણો ચોક ૪.

નથી ખોરાક એ આપણીરે; એતો રાક્ષસ નું કામ;
અન્ન ફળ આધાર આપણે પરમાંસ મુકો તમામ
અરજ સુણો ભાઈ બેનડીઓ ચોક ૫.
પર્માંસ ખાવો જ્યારે મુકશોરે; મુકશો દારૂ ને તાડી;
પૈસો મેળવશો તે ઘડી; થશે ઘરેણા ને ગાડી;
અરજ સુણો ચોક ૬.
ગોત્રજ માતા ને કંઈ નથીરે; એ સૌ મનનાંરે કારણ;
ગોતરજ માતા સર્વ જગતની; ઘેર ઘેર જુદા બંધારણ;
અરજ સુણો ચોક ૭.
હોળી દીવાળી તાણા સૈનારે; ઘેર ઘેર જુદા થાય ખાંના;
ઘુઘરા સંજોરી થાપડારે; લાડુ લાપસી પકવાના;
અરજ સુણો ચોક ૮.
જે જે ભોજન કરે મનનાં ભાવતારે; હોળી દીવાળીને નામે
હોળી દીવાળી ખાતા નથી; કરે ખોટી બદલામે;
અરજ સુણો ચોક ૯.
આ પ્રમાણે સૌએ કરેરે; એમ ગોત્રજમા કેતા નથી;
જુઠી વગોવો માતારે; સમજો આ દ્રષ્ટાતથી
અરજ સુણો ચોક ૧૦

ઘરડા બિચારા વહેમાઈ ગયારે; વહેમે બીનેરે કરતા;
હીંમત રાખી ચાલ ફેરવો; બચાવો જીવને મરતા;
અરજ સુણો ચોક ૧૧.

આટલી શીખામણ માનજોરે; દેજો જીવત દાને;
અમીચંદ ભક્ત કહે, માજીને સૌનુ કરજો કલ્યાણ;
અરજ સુણો ચોક ૧૨.





# પશુની અરજ

(રાહ ઉપરનો)

ગોતરજ માતા કહું વીનવીરે; અમે બકરાની જાત;
ગરીબ નીર્બળ અમને કર્યા; સાંભળો દુખની વાત;
ગોતરજ માતા કહું વીનવી
જગત જનુનિ માતા જગતનારે; સગળે તમારો વાસ;
તમારે નામે હત્યા કરે; મને ઉપજે છે ત્રાસ;
ગોતરજ માતા કહું વીનવી
તમે દાતાર સૌને આપોરે; માણસ ભીક્ષુકની જાત;
ભીખારી આપે દાતારને; તેતો છે ખોટી વાત:
ગોતરજ મા કહું વીનવી.
સરવે જીવોને પેદા કરોરે; સૌ તમારા કહેવાય;
તમારૂં તમને આપી સમજાવે; તમને છેતરેછે માય;
ગોતરજમા કહુ વીનવી

ખરૂં તો કયારે જાણવું રે; આપે પોતાનાં બાળ;
ત્યારે તો ભાવીક તે ખરો; નહીં તો મુકે ખોટો ચાલ;
ગોતરજ મા કહું વીનવી

ઢોંગી ધુતારા ઢોંગ કરીરે, વહેમીને વહેમ;
માતાને નામે ધુંણે ઘણું; પછી બોલે જેમ તેમ;
ગોતરજ મા કહું વીનવી.

ભોગ માગે માતા બકરેરે' જુઠું કહી સમજાવે;
જીવતા જીવોને મારીને; પાપી પ્રેમેથી ખાયે;
ગોતરજમા કહું વીનવી;

ગોલા ઘાંચી ખત્રીરે; સરવે દારૂના ભોગી;
હત્યા કરતાં બીતાં નથી; પુરણ પાપનાં સંજોગી,
ગોતરજમા કહું વીનવી:

મુરખાઓને વહેમ અતિ ઘણોરે; કોઇનું માને ન કહયું;
દુખ પડે પણ શમજે નહિ; રડી રડીને સહયુ
ગોતરજમા કહું વીનવી.

ભોગ લેવા હતો જયારેરે; કેમ આપ્યો અવતાર;

માણુસ હાથે મરવા કરતાં; ઝાઝી કરોની સંહાર,
ગોતરજ મા કહું વીનવી.

શંહાર કરોતો સામટોરે; મારો સરવેંને સાથે;
વહેમીનો વહેમ ને: મારો તમારે હાથે
ગોતરજ મા કહું વીનવીં.

ભોગ માગોતો માગો વાઘનોરે. અમને મારે શું થાયે,
અમેરી ગરીબડાં બકરાં, નાનું બચ્ચું લઇ જાએ.
ગોતરજ મા કહું વીનવી,

ગોતરજમા સૌની કુળદેવી, તમો કરો પ્રતિ પાળે.
વહેમીનો વહેમ દુર કરીરે. સૌની લેજો સંભાળે,
ગોતરજ મા કહું વીનવી.

ભકત તમારા બીહે ઘણુંરે. તેની લેજો સંભાળે,
ભુલ્ર ચુક માફ કરજો, હાથ જોડી કહે બાળે.
ગોતરજ મા કહું વીનવી,

અમે અજ્ઞાની માનવીરે, માજી સાંભળજો સવાલ.
હાથ જોડી અમીરચંદ કહે. વીનતિ સાંભળો હાળે,
ગોતરજ મા કહું વીનવી.

# માહાજનને વિનંતી.

( કોણ ઉતારે પાર જનુની વીના એ રાહ. )

જીવ દયા પ્રતિપાળ, મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ;
પષુની લો સંભાળ, માહાજન સૌ જીવ દયા પ્રતિપાળ.
મુંગા પ્રાણીની અરજી સ્વીકારો, સાંભળજોરે સવાલ;
હિંદુ ધર્મના ગુરૂને કહીએ, સાંભળો ગૌંસાઇના બાળ,
માહુજન સૌ જીવ દયા પ્રતિપાળ ચો. ૧

હમે રહેનારા પાણીના માછલા, માછી નાંખે છે જાળ;
નાસી છુટયા તે જીવથી બચ્યા, પકડયાના બુરા હાલ.
મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ ચો. ૨

રાક્ષસ કોઇએ જોયા નહિ હોય તો, જો જો ઓલખાવીએ હાલ

હમારા રાક્ષસ નીચ માણુસ છે, કહેવાયે હિંદુ બાળ!
મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ ચો. ૩

જીવતા જીવોને પકડીને ખાએ, પશુ જીવોના કાળ.
દેવ મંદીરમાં સૌને અભડાવે, તેનો કરો સૌ ખ્યાલ,
માહાજન સૌ જીવ દયા પ્રતિપાળ ચો. ૪

વૈષ્ણવ ધર્મના આચાર્ય સર્વે, મરજાદી સાંભળો સવાલ.
માંસહારીને ખાતા અટકાવો, સુધરે નીચનાં બાળ.
મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ. ચો. ૫

સર્વે ધરમના આચાર્ય સમજી, પકડો ધરમની ઘાલ.
માંસાહારીના દર્શન બંધ થાયે તો સમજી જશે તત્કાળ.
મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ. ચો. ૬

મહાજન મસાણે લાકડા ન આપે, ત્યારે પડે ખુબ તાલ.
રાક્ષસનું રૂપ તરત બદલશે મુકશે ખોટા ચાલ.
મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ ચો. ૭

પાપી પાપમાંથી મુક્તારે થાશે, પુનની બાંધશે ૦૧૦૦.
અગીચંદ કહે સમજી સુધરશે, કહેવાશે ઉચના ૦૧૦૦.
મહાજન સૌ જીવ દયા પ્રતિપાળ ચે. ૮




ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસ. ખપાટીયા ચકલા—સુરત.

# કર્તા તરફથી બહાર પડેલા

## પુસ્તકો.

(૧) અંબાજીના છંદ..............કીંમત ૦-૫-૦
(૨) ચંડીપાઠ (પ્રથમ મધ્યમ તથા ઉત્તર ચરીત્ર અને
છંદ સાથે) ........................કીંમત ૦-૬-૦
(૩) દુઃખહરણ.......................કીંમત ૦-૨-૬
(૪) સાધુના સમાગમથી નીચની મુક્તી.
(છંદ સાથે) કીમત...........................૦-૧-૦

ઉપલા પુસ્તકોનો તમામ પ્રકારનો કોપીરાઇટ હક કર્તાએ પોતાને સ્વાધીન રાખ્યો છે.

ઉપલાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં,

(૧) કર્તાને ત્યાંથી શા. અમીચંદ મોતીચંદ ઝવેરી
આમલીરાન (વાડી) સુરત.
(૨) ધી સુરત જૈન એન્જીન પ્રી. પ્રેસ.
ખપાટીઆ ચકલા સુરત.
(૩) શ્રી સુરત અંબાજીમાતાના દેરાસાં ટંકારખાનાની નીચે ઘી વાળાની દુકાને.